# વાપરવા બદ્દલ સૂચના.



૧—જે શબ્દની સમજુતી ન જણાય તે પહેલા પુસ્તકની સમજુતીમાંથી મળશે. માટે તે જરા જોઇ જવી.

૨—શ્રુત લેખન માટે જુદા શબ્દો તારવામાં આવ્યા નથી તેવા શબ્દો માટે વાચનમાળામાંજ ટાંપ કરી રાખવાની છે.

૩—ઉચ્ચાર પર અને લખાણુ પર ખાસ ધ્યાન આપવું.

૪—એક કરતાં વધારે સમજુતી આપી હોય ત્યાં અનુકુળ પડે તેજ લેવાની છે. અને તે નીચે ટાંપ કરી રાખવાની છે.

૫—કવિતાઓ સારા રાગથી ગવાય તે પહેલાં સમજ્યા વિના મોઢે કરવી નહિ.

૬—ભૂગોળ સંબંધીના પાઠો નકશો સાથે રાખી ચલાવવાથી સારી રીતે સમજાશે.

૭—પાઠો ઉપરાંત જે વધારે માહિતી છેવટે આપી છે. તે પૈકી કામમાં આવે તેટલોજ ભાગ લેવાનો છે.

લી૦ લેખકો.

# "ત્રિવેદિ વાચનમાળા—બીજા પુસ્તકની સમજુતી"

## પાઠ ૧ લો.

### મહારાજા સયાજીરાવ ગાયકવાડ

રાવ=રાય, રાજા.

સયાજીરાવ=હાલના શ્રીમંત ગાયકવાડ સરકાર

ગાયકવાડ=મરાઠા રાજવંશીની એક જાતની અટક, ઓળખ.

શ્રીમંત=પૈસાવાળા

સરકાર=જીત કરનાર.

ઇસ્વી=ખ્રિસ્તિ ધર્મ સ્થાપનાર ઇશુના નામનો.

સન=સાલ, વરસ.

ઇ૦ સ૦=ઇશુનું વરસ.

કેળવણી=તાલીમ, ભણતર, શિખામણ લેવી તે.

વગેરે=બીજા, આ વગર

મુસાફરી=જગ્યાએ જગ્યાએ ફરવું તે.

'આગળ વધ્યા છે'=આગળ પડતા થયા છે.

સુધારા=સારા ધારા, સારા રિવાજ, સારા કાયદા.

ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે

સ્થાપી=ઉભાડી, સ્થાપના કરી.

ફરજિયાત=ફરજ સમજીને કરવું તે. ખુશી ન હોય તોપણ કરવું તે.

હુંનરો=કારીગરીઓ, કળાઓ, જુદી જુદી જાતના હુન્નરો

કલા=કળા, કારીગરી, હુન્નર.

ભવન=ઘર

કલા ભવન=કારીગરીનું ઘર

ઉંચી કેળવણી=ચઢતું ભણતર, અઘરૂં ભણતર.

કોલેજ=છેવટનું ભણવાની જગ્યા, અઘરામાં અઘરૂં ભણવાની જગ્યા.

દવાખાનાં=દવાની જગ્યા, દવા મળવાનું મકાન

પુષ્કળ=ઘણા

ખેતીને કામનાં=ખેતીના ઉપયોગના.

જાહેર મકાનો=મોટાં સરકારી કચેરીનાં મકાનો

રાજમહેલ=રાજાની મોટી હવેલી.

કારીગરી=કળા, હુન્નર

રચના=ગોઠવણ-

જોવા લાયક=જોવા જેવી.

ખુશાલીમાં=આનંદમાં

યાદગીરી=હંમેશાં યાદ રહે તેવી.

'વફાદાર પ્રજાએ'=રાજા તરફ હેત બતાવનાર રૈયતે.

ઉત્સવ=ઓચ્છવ, આનંદનો વખત.

ઉજવ્યો=પાળ્યો.

'લશ્કરી ઘોડેસવાર'=ઘોડા પર બેસી લડાઈ લડનાર.

બાવલું=પુતળું, મૂર્તિ.
બાહોશીથી=બહાદુરીવાળાં સારાં કામોથી.
વાહ વાહ=વખાણ બોલવાં તે, શાબાશી.
ચાહે છે=હેત કરે છે.
મગરૂર=અભિમાની,
વફાદાર=ભલું ઈચ્છનાર

---

"આખા હિંદુસ્તાનમાં પહેલ વહેલી ફરજિયાત કેળવણી દાખલ કરવાનું માન સયાજીરાવ મહારાજાને છે. તેમણે રૈયતના ભલા માટે અનેક સુધારા કર્યા છે."

---

# પાઠ ૨ જો.

## પોપટ.

કદના=આકારના, ઘાટના.
ફુટ=અડધો ગજ, આશરે દોઢ વેંતનું માપ
ચકલી=ચલ્લી.
છાંટ=થોડો થોડો ભાગ છાંટયો હોય તેવો
ટુંકી=નાની
'અંદર પડતી વળેલી'=માંહેના ભાગમાં ડબાઈ જતી વળેલી.
બી=બીઆં, બી, જેમાંથીનવું પેદા થાય તે.
પંજામાં=આંગળાંને હથેલી ના ભાગમાં.
ઝાલી=પકડી.

નકલ કરવામાં=કંઈ જોઇને બરાબર બીજું તેવું કરવામાં.

નકલ બાજ=નકલ કરવામાં હુશિઆર.

શબ્દો=બોલો.

વાકયો=પુરૂં સમજાય તેવી એક કરતાં વધારે બોલો બોલાયતે.

'અચરે અચરે રામ=બોલે બોલે રામ.

હાસ્તે=ખરૂંતો.

આંકી=નિશાની કરી, ઠેરવી, આંકો કર્યો.

નાઉમેદ=નાખુશ, દિલગીર.

ગમીગયો=પસંદ પડયો.

ચોંકયો=ભડકયો, બીધો.

સમજતો=સમજી શકતો, સારૂં નબળું જાણતો.

પોપટીઆજ્ઞાન=પોપટ જેવું જ્ઞાન.

પોપટ નાનકડું સુંદર અને માણસની પેઠે બોલનારૂં લીલા રંગનું પક્ષી છે"

---

## પાઠ ૩ જો.

### દેખા દેખી ન કરવી.

દેખાદેખી=એકનું જોઈ તેની પેઠે કરવું તે.

ગુણો=કોથળાઓ, થેલાઓ.

સખ્ત=કઠણ.

ઉપાડ્યા=ઊંચકયો.

અઘરો=બહુ જોર પડે તેવો.

જરાથોભતાં=થોડીવાર ઉભા રહેતાં.

ડંડુકા લગાવતો=ઢુંકીજાડી લાકડી મારતો.

ત્રાસી=બીહી, ધાકપામી.

વેપારી=દુકાનદાર, માલ લઈ વેચનાર.

હાંફતું=દમ લેતું, ઉપરાઉપરી શ્વાસ લેતું.

ગબડી પડ્યું=એકદમ આડું પડી ગયું.

ખળખળ=જોરમાં અવાજ કરતું.

વહ્યુંજતું=વહીજતું.

પીઠપરનો=બરડાપરનો.

હાસ=દુઃખમાંથી છુટતાં બોલવું તે.

મકલાતું મકલાતું=ખુશ ખુશ થતું.

રિબાઉં છું=ધીમે ધીમે દુઃખી થાઉં છું.

અડદાળો=અડદાવો, દમ, ડુચો.

ધારી=વિચારી.

ઉલટો=અવળો, ઉંધો.

બોજો=વજન, ભાર.

અરર=ઘણા દુઃખથી બોલાઈ જવાય તે.

અકળાતું=ગભરાતું.

સ્થિતિ=હાલત, દશા.

પસ્તાવાનું=મૂંઝાવાનું, યાદ લાવી દુઃખી થવાનું.

---

**વગર સમજે દેખાદેખી કરવાથી બહુ નુકસાન થાય છે.**

---

## પાઠ ૪ થો.

### ઘોડો.

ઉમદા=ચઢતું. ઊંચી જાતનું.

જીન=માણસને બેસવા માટેની ઘોડા પરની બેઠક.

પલોટી=પરોટી, ચાલતાં શીખવી.
લગામ=ઘોડાને કબજે રાખવ મોંમા ઘાલેલો અછોડો કે દોર.
ગરદન=ડોકું.
અંધારી=અંધારૂં રહે એવી.
સામીજ=સીધીજ.
'ઘોડાને પગે એકજ અંગળી હોયછે'=ફાટ વગરની એકજ આરી હોય છે જેને દાબડો કહે છે.
આસપાસ=આજુ બાજુ; ચોમેર.
નક્કર=કઠણ.
નાલ=લોઢાની વાંકી જાડી પટ્ટી.
'ખરી આપણા નખ જેવી'=કંઈ લાગતાં દુઃખ ન થાય તેવી.

તેજી=પાણીદાર, જોરવાળો.
નરમ=કહ્યું કરનારો.
તાબેદાર=તાબે રહેનાર.
બાદશાહે=મુસલમાની મોટા રાજાએ.
પાણીદાર=બહુ જોરવાળો.
ઓળો=છાંયો, પડછાયો,
ચમકતો=ચોંકી જતો, બીહી જતો.
પંપાળી=ધીમે ધીમે હાથ ફેરવી, પાંસવારી.
થાબડી=થબેડી, થબ થબ અવાજ થાય તેમ હાથ મારી.
પુલપાગ=પુરે પુરા જોરમાં, જેટલું જોર હોય તેટલા જોરમાં.
વશ=તાબે.
જોદ્ધાની=લડાઇ લડનારાની.
શેઠ=ઉપરિ, માલિક, ધણી.

મુડદાની=જીવ વગરના
શરીરની.
દરકારજ=કાળજીજ.
વફાદાર પ્રાણી=ખાધેલું
વાળનાર પ્રાણી.

"ઘોડો ખરેખરો નર છે, તેમ પશુઓમાં ઉમદા વફાદાર પ્રાણી છે."

---

## પાઠ ૫ મો.

### દીવાળી.

દીવાળી=દીવાની હાર વાળી.
આતસ કેરિ=દેવતાની.
બાજી=ખેલ.
રુદેમાં=મનમાં.
જન=માણુસ.
દસે=દેખાય.
પા ઘડિ=જરાવાર.
ખાસો=મઝાનો.
તમાસો=ખેલ.
કોઠીથિ=દારૂ ભરેલી નાની
કોઠી વડે.
કાંચન=સોનું.
શાખા=ડાળી.
પત્ર=પાંદડાં.
ખરે છે=હેઠાં પડે છે.
જોવા થકી=જોવાથી.
માત્ર=એકલું, ફક્ત
'જોવા થકી માત્ર ખુશી
કરે છે=જોવાથી એ ફક્ત મન
ખુશ કરે છે.
હવાઇ=ઉંચે હવામાં જઇ
ફુટનાર.
તારા ખરે=લાલ લીલા નાના
તારા જેવા પડે.
નિરખો=જુઓ.

નવાઈ=અચરત, અચંબો, નહીં જોએલું તેવું.

તહાં=ત્યાં.

નભેથી=આકાશમાંથી.

'જાણે ભલું બાણ તહાં ચડાવ્યું, તારા નભેથી જઇ પાડી લાવ્યું.'=હવાઈ છુટી એ જાણે આકાશમાં તીર માર્યું, તે જાણે જઇને આકાશમાંથી તારા પાડી લાવ્યું.

વહી પુંજી=હિસાબની ચોપડી પુંજી.

વેંચે=વહેંચે.

નામાં=હિસાબ.

ખેંચે=લાંબુ લાંબુ લખે.

દેવાલયોમાં=દહેરાંને મંદિરમાં

અનકૂટ=અનાજનો ઢગલો.

"દીવાળીમાં સારૂં સારૂં ખાવાનું ને રમવાનું બાળકોને બહુ હોય છે. તેમ મોટાંઓને પણ આનંદમાં રહેવાનું હોય છે."

---

## પાઠ ૬ ઠ્ઠો

### ટેવ.

ટેવ=આદત, બંધારણ, એમને એમ કામ કરાઇ જવાય તે.

'અર્ધાં સુઇ ગયા છે'=ઘણા ઝરતા બેસવું, જાણે સૂવાની તૈયારીમાં પડેલા હોય.

ટટાર=બરોબર સીધા.

ચહેનજ=સુખજ, મજા.

**એદી**=ઘણો આળસુ, કામ વગર પડી રહે તે.

**વહાણાને**=સવારનો, સૂરજ ઉગતા પહેલાનો.

**અઘરૂં**=કઠણ, સખત.

**ટોકયો**=ટોંકયો, કામ કરતાં ભૂલ કાઢી.

**પેન્સિલ**=કાગળ પર સાહી વગર લખવાની પેન.

**ખોતરવો**=ખણવો પુરાએલું કહાડી નાંખવું તે.

---

**"નાનપણમાં પડેલી ટેવ મોટપણમાં જતી નથી. માટે નાનપણમાં ખરાબ ટેવ પડવા દેવી નહિ."**

---

# પાઠ ૭ મો.

## વડોદરા પ્રાંત.

### ભાગ ૧ લો.

**પ્રાંત**=મોટો ભાગ, પાંચ સાતેક વધારે તાલુકાનો ભેગો ભાગ.

**ભાગ ૧ લો**=કોઇ લાંબી વાતના ભાગ પાડયા હોય તેમાંનો પહેલો ભાગ.

**વિભાગ**=ભાગના ભાગ, નાના ભાગ, વધારે ભાગ.

**મહાલો**=તાલુકાઓ, ઘણા ગામ મળી થયેલો ભાગ.

**વટ**=વડ.

**પદ્ર**=ગામ.

**વટપદ્ર**=વડવાળું ગામ.

**પુરાણ**=જૂની સાચી વાતોના ચોપડા.

ઋષિ=ઊંચા સારા વિચાર-
વાળા.

મહાદેવ=શિવ, શંકર, મોટો
દેવ.

ભુંડો=ડુક્કરો, ભુંગળી જેવા
લાંબા મોંવાળાં ને ટુંકા
પગનાં શરીરે ખુબ જાડાં
ચો પગાં જનાવરો,
સુવરો.

ગટરો=પાણી વહી જવા માટે
બાંધેલી પાકી નીકો.

ત્રાસ=દુઃખ, પીડા.

વેઠાય=ખમાય, સહન થાય.

સુખાકારી=સુખ આપવા
વાળી.

બાગ બગીચો=ફુલ ઝાડ-
વાળાં નાનાં મોટાં ખેતરો.

તદ્દન=બધી વાતમાં.

સરોવર=મોટું તળાવ.

ગામ=વણા ઘરોવાળો ભાગ.

'કેળવણીમાં આગળ પડ-
તું છે=ભણતરમાં વધી ગયું
છે.

વણકરો=કપડાં વણનારાઓ.

રંગશાળા=રંગનું કામ શી-
ખવનારી નિશાળ.

---

## પાઠ ૮ મો.

## વડોદરા પ્રાંત.

## ભાગ ૨ જો.

નગર=મોટું શહેર,

કસબો=મોટું ગામ.

કોટ=કોઈ ન આવી શકે માટે
ઘર કે ગામની ફરતે બાં-
ધેલી મોટી જાડી મજ-
બુત ભીંત.

કિલ્લા=ગઢ, દુશ્મનથી ઝટ ભાંગી ન શકાય તેવા કોટમાં ને તેવીજ ભીંત વાળા મકાન.

કોટ કિલ્લા=કોટને કિલ્લા.

દર્ભવતી=દર્ભ એટલે પવિત્ર મનાતું ધારવાળું ઘાસ તેથી. દર્ભ વાળી જગ્યા

પુરાવ્યો=દટાવી દીધો.

છુપીરીતે=છાની રીતે.

ખંડેર=ભાંગેલા તુટેલા ભાગો

સોએક=આશરે સો.

ઓવારો=આરો, નદી કે તળાવના પાણી આગળ સુખરૂપ જવાને કાંઠાને ખોદી બંધાવેલો છરતો ભાગ.

રમણીય=સુંદર.

જાત્રાનાં=પવિત્ર જગ્યાનાં

ઘાટ=ડુંગર કે નદી પર સુખ રૂપ જવાને બનાવેલો ભાગ,

સ્થાને=જગ્યાએ.

ચંડીપુર=ચાંદોદ, ચંડિકા માતાનું મોટું ગામ.

---

"વડોદરા રાજ્યનાં ઘણાં સુખી, અને આગળ પડતાં, તથા જાત્રાનાં ગામો પૈકી ઘણા ગામો વડોદરા પ્રાંતમાં આવેલાં છે. તેથી આખા વડોદરા રાજ્યમાં વડોદરા પ્રાંત ઉત્તમ ગણાય છે."

## પાઠ ૯ મો,

### ભોટ થતાં સંભાળજો.

ભોઠ=ભોટ, ઠગ્ગુ; ભાન
સંભાળજો=સાચવજો, કાળજી રાખજો.
બારેજડી=નડીઆદની ઉતર-માંને દક્ષિણમાં ગામ છે.
પાલેજ=વડોદરાની દક્ષિણ-માંને ભરૂચની ઉત્તરમાં
નુર=ભાડું.
દિશા=બાજુ.
વીસીમાં=અજાણ્યા ગામમાં થોડો વખત રહેવા માટે ખાવા પીવા વિગેરેની સગવડવાળું ઘર.
જુક્તિથી=હીકમતથી, ઝીણી બુદ્ધિથી.
ટીખલી=મશ્કરો, મશ્કરી-કરનાર.
દઇદીધી=બંધ કરી દીધી.
દઈ દઇ=બંધ કરી આપીને
મુકામ=વાસ, રહેઠાણ.
તે દર્મિયાન=તેટલા વખતમાં
ખાતરી=વિશ્વાસ, ભરૂસો,
'તમારી ખાતરી થશે'= તમોને ખરૂં લાગશે,
ખોલી=ઉઘાડી.
ખિસિયાણોજ=ઝાંખોજ, શરમાઈજ.
ભોઠડ=ભોટ, ભાનવગરનો.

---

"આપણું કામ બીજા પાસે જોયા વગર કરાવીએ તો આપણે એદીને ભોઠડ બની જઇએ."

---

# પાઠ ૧૦ મો.

## કાચબોને હંસ.

**જળમાં**=પાણીમાં.
**રળિયામણું**=શોભીતું.
**વાંચન માળા**=વાંચતાં લખતાં શીખવાની પાઠોવાળી ચોપડીની હાર.
**સરસ્વતીનું**=વિદ્યા દેવીનું.
**દોસ્તી**=ભાઈબંધી.
**માળામાં**=ઝાડ પર કે બીજે ઉંચે ઠેકાણે પક્ષીએ પોતાને માટે બનાવેલા ઘરમાં.
**આમ**=આવી રીતે.
**દુકાળ**=નઠારો વખત, અનાજ વિગેરે કાંઈ પાકે નહિ તે
**ચહેન**=સુખ.
**ગભરાયાથી**=અકળાયાથી
**શું વળવાનું છે ?'**=શું કામ થવાનું છે ?
**ધીરજ**=હિંમત નહિ છોડવી તે
**ભરપૂં**=પુરેપુરૂં ભરેલું તે.
**ચીપ**=પટ્ટી, સ્લેટના ચાપડા જેવી.
**ઉગરૂં**=બચું.
**લક્ષમાં**=ધ્યાનમાં; મનમાં
**મુંગા**=બોલ્યા વગર.
**ઝાલી**=પકડી.
**નજરે**=ધ્યાન, આંખ.
**અચંબો**=નવાઈ.
**શોર બકોર**=ઘોંઘાટ, મોટેથી બધાએ બોલવું તે.
**ધ્યાન**=ચિત્ત, મન.
**ન માનવાથી**=કહ્યા પ્રમાણે ન ચાલવાથી.
**દશા**=હાલત, સ્થિતિ

---

**"મિત્રની શિખામણ પ્રમાણે ન ચાલવાથી ખરાબ હાલત થાય છે."**

---

## પાઠ ૧૧ મો.

### કૌશલ્યા ને રામનો સંવાદ

કૌશલ્યા=રામનાં માતુશ્રી

રામ=રામચંદ્રજી.

સંવાદ=વાતચીત, સામા સામી એક બીજાને સમજાવવું તે.

હો=ખરેખરા.

કાલા=વહાલા લાગે તેવા તોતલા બોલ બોલનાર, અણુસમજુ, ઘેલા, કુમળા

કોમળ=નાજુક, સુંવાળી.

દેહડી=શરીર; દેહ.

લાડકવાયા=લાડમાં ઉછરેલા

તંન=છોકરા

ગુપ્ત=છાનો, કોઈ ન જાણે એવો

અવર=બીજા, મારા વગર કોઈ.

વિનારે=વગરરે

રેવાય=રહેવાય.

વનકુળ=વનનાં લુગડાં, ઝાડની છાલનાં જાડાં લુગડાં.

તજી=છોડી દઈ

વસ્ત્ર=લુંગડાં

આભુષણ=ઘરેણાં.

સાર=સારાં, રૂડાં, મઝેનાં

શુણો=સાંભળો.

સુખ દાતારે=સુખ આપનારારે

આજ્ઞા=હુકમ, ફરમાન, કરવા કહેવું તે.

પાળવી=હુકમ પ્રમાણે ચાલવું

અવધ=વખત, મુદત.

વીત્યા પછી=પુરી થયા પછી.

નિજ પુર માંહે=પોતાના શહેરમાં.

"બાળકો માતાનું કહેલું કરવું કે બાપનું કહેલું કરવું! બન્નેનુ કહેલું કરવું. પણ પહેલું બાપનું કહેલું અને પછી માતાનું કહેલું કરવું. કારણ કે દુનિયામાં બાપ વડે ઓળખાઇએ છીએ. તેમ બાપ આકાશ જેવા મોટા ને માતા પૃથ્વી જેવી નાની છે."

---

## પાઠ ૧૨ મો.

### સસલું.

ચરતાં=ઉગેલું ઘાસ વિગેરે મોથી ચુંટી ખાતાં

બીકણ=બીહનાર, કોઇને જોઇ નાશી જનાર.

બચાવ=રક્ષણ, પોતાને નુકસાન ન થાય તેમ.

જથાબંધ=ટોળા બંધ, ઘણુંજ

પાળેલાં=પોષેલાં, ઉછરેલાં, ખવડાવી મોટાં કરેલાં.

સંભાળ=દેખરેખ, ખબરદાસ.

સુંવાળાં=લીસાં.

રૂવાટાં=શરીર પરના ઝીણા પાતળા વાળ.

ચારે તરફ=ચારે બાજુ.

કુદકો=છલંગ, ઠેકડો.

કોળ=મોટી જાતના ઉંદર.

તીણા=પાતળા, ઝીણી ધારવાળા.

ચપળ=ઝટ એતી જનાર હુશિઆર.

---

"સસલું કોમળ, રળિયામણું, ને નાજુક પશુ છે. છતાં છલંગ માંરવામાં બહુ જબરૂં છે."

## પાઠ ૧૩ મો.

### ભલાં મહારાણી વિકટોરિઆ.

ભલાં=ભલુ કરનાર, સારૂં કરનાર.
મહારાણી=મોટાં રાણી.
વિકટોરિઆઃ અંગ્રેજી સ્ત્રીનું એક નામ છે.
કારભાર=કામકાજ, જાતે કામ કરવું તે.
મંડળ=ટોળું, મંડળી, જથો.
નવેંબર=ખ્રિસ્તિ વર્ષનો ૧૧ મો માસ.
અલાહાબાદ=ગંગા જમનાના મેળાપ આગળ આવેલું મોટું શહેર પ્રયાગ રાજ.
દરબાર=મોટી કચેરી કે સભા.
ઢંઢેરો=દાંડી, બધા લોકને ખબર પડે તેમ જણાવવું તે.
સરખો ઇનસાફ=ખરો ન્યાય
વચન=કોલ, બોલ, કદી નહીં ફરે તેવું કહેવું તે.
મોટી વયે=મોટી ઉંમરે.
દેવલોક=દેવોની જગ્યા.
આબાદી=ચઢતી.
સલાહ શાંતિમાં=એક બીજા સાથે તકરાર ન કરતાં સુખમાં.
લાભમાં=ભલામાં, નફામાં
યાદ=ફ઼ીમ.
જોદ્ધ=લડવૈયા.
માફી આપી=વાંક જતો કર્યો.
પુરોહિત=ગોર, ધર્મની ક્રિયા કરાવનાર.
ખાનગી=પોતા સંબંધી.
ખંચાયો=અચકાયો.
કદ્રુપી=નઠારારૂપની, સારી દેખાવડી નહિ તે.
મારે વિષે=મારે માટે.

એક પણ=ઘણામાં એકજ.
ઉત્કંઠા=સારી ઇચ્છા, ઉંચી મરજી.
વડા=મોટા.
પુત્ર=છોકરો.
૭ મા=એ નામના આગળ થઇ જવાથી એ સાતમા.

" ઘણીજ સ્ત્રીઓ દયાળુ ને લાગણીવાળી તથા નરમ હોય છે; તેમ ન્યાયવાળી પણ હોય છે. "

---

## પાઠ ૧૪ મો.

### અણસમજુ ને સમજુ ઘેટાં.

અણસમજુ=સમજ વગરનાં.
સમજુ=સમજવાળાં. આવેલું દુઃખ કહાડનારાં.
એકી વખતે=એકજ વખતે.
જક્કી=હઠીલું. મમતીલું, જીદ્દી.
ટક્કર=અથડાવું તે. સામા સામી ઠેકાવું તે.
બિરવાઈ=બરાબ.
જોખમ=નુકશાન.
યુક્તિ=ગોઠવણ.
સૂઝી=જડી, મળી આવી.
'રસ્તો માપવો'=રસ્તે પડવું રસ્તો શોધી લેવો.
શાણાં=ડાહ્યાં. સમજુ,
હઠીલાં=હઠવાળાં, જીદ્દી, મમતવાળાં.

"વખત જોઇ કામ કરતાં દરેકને આવડવું જોઇએ. નહીં તો ભારે જોખમ આવી પડે."

---

## પાઠ ૧૫ મો,

### પ્રહ્લાદ.

**સતાવતો**=ઘડીએ ઘડીએ દુ:ખ દેતો.

**ભગવાન**=પરમેશ્વર, મોટા નસીબવાળા.

**કટ્ટો દુશ્મન**=પાકો શત્રુ.

**ભજન**=મોંથી પ્રભૂની સેવા કરવી, ભકિત.

**કશામાં**=કોઇ કામમાં.

**વેરી**=ઝેર રાખનાર શત્રુ.

**બારાખડી**=કક્કાનાં પદો, બાર અક્ષરવાળું, જેમકે ક ને કંઇ નહિ ક, ક ને કાનો કા, એ પદમાં ઃ ને વિસર્ગ કઃ સુધીમાં આવતા બાર અક્ષરો તે.

**અક્ષર**=શબ્દ બનાવવામાં વપરાતી નિશાનીઓ, જેમકે 'રામ' એ શબ્દમાં ર્+આ=રા, ને મ્+અ=મ એટલે રામ લખતાં ર્+આ+મ્+અ ચાર નિશાની વપરાઇ તે અક્ષરો.

**ધુણાવતો**=ધીમેથી માથુ હલાવતો, એટલે ના કહેતો

**શીશ ડોલાવેરે**=માથુ હલાવેરે.

**જોડીદારો**=સાથવાળાઓ.

**થાકયા**=થાકી ગયા, ઉપાય ન જડયો.

**લગારે ડગ્યો નહિ**=જરા પણ પાછો હઠયો નહિ.

**ભાલ**=દાખલકર, અંદરલાવ.

**રઢ**=જીદ, હઠ, મમત.

**લેખવ્યા**=ગણ્યા, માન્યા.

**લાલચોળ**=આંખો લાલ લાલ કરી ગુસ્સે થઇ.

**ઠાલી**=ભર્યા વગરની.

**ડોળા કાઢી**=મોટી આંખો બહાર કાઢી.

**સંભાર્યા**=યાદ કર્યા.

**નરસિંહ રૂપે**=મોં સિંહના જેવું ને બાકીનો ભાગ માણસના જેવો એવા રૂપથી.

**બિહામણું**=બીહીક લાગે તેવું.

**ભકત**=ભગત, સેવા કરનાર.

**"ખરા મનથી પ્રભુની સેવા થાય તો તે મદદ કર્યા વગર રહેતો નથી."**

---

## પાઠ ૧૬ મો.

## પ્રહ્લાદને શિખામણ.

**તાત તણું**=બાપનું.

**માન**=મોટાઇ.

**રંગીલા**=આનંદી.

**લાગને પાય**=પગે લાગ, પગે પડ.

**અણજાણે**=અજાણ્યા.

**નીર**=પાણી.

**'અણજાણે નીર ન પેશીએ'**=જાણ્યા વગરના પાણીમાં પેશીએ નહિ.

**નવ**=નહિં.

નીચની=હલકાંની.

નીચની જોડ=હલકાં માણસ ના સાથે.

ગીત=ગાવું.

કથા=વાર્તા.

સંવાદ=સામા સામાં એક બીજાના વાતચીત.

રીસ=રીસાઇ જવું તે.

કીજીએ= કરીએ.

દીન=દિવસ.

રેણ=રાત.

રળીઆત=આનંદી, ખુશી.

પાવક= અગ્નિ, દેવતા.

વાટ=રસ્તો.

લીધું દીધું=આપ લે થઇ

ખાંતે=ખંતથી, કાળજીથી.

મોટ વડાઇ=મોટાપણું, બાદ તાપણું.

લોપીએ=જતીકરીએ છોડી દઇએ.

ધર્મ=પોતાનું કામ, ફરજ. વાજબી કામ.

પંડને=જાતને.

પાવન=પવિત્ર.

શુદ્ધ=ચોકખું.

પ્રભાતે=સવારમાં, સૂર્ય ઉગતાં પહેલાં.

પોઢીએ=સૂઇએ.

હસ્તે=હાથથી.

તરણું=તરણું, તણખલું, ઘાસ ના એક દાંણા.

વિદ્યા=નવું નવું ભણવું તે.

દેમાં=મનમાં.

---

પ્રલ્હાદનો શિખામણ છે તે હરેક બાળકે પોતાને માટે સમજવાની છે'

---

# પાઠ ૧૭ મો,

## કુતરો.

**પોળોમાં**=ફળીઆમાં, મહોલ્લામાં, શેરીમાં.

**રખડતાં**=ધણી વગરનાં રવડતાં.

**'હડહડ'**=આઘુખસ આઘુખસ હડહડ.

**પંપાળવાં**=ધીમેથી હાથ ફેરવવા, પોંસવારવાં.

**વફાદાર**=ધણી તરફ: હેત રાખનાર.

**જોખમ**=નુકસાન.

**ખાડાખૈયા**=ખાડા ટેકરા.

**ચેતતો**=ચેતીજતો;સમજીજતો

**ચતુર**=ડાહ્યું, શાણું.

**ચોકી**=સંભાળ, દેખરેખ.

**'ભસાભસ'**=ઉપરા ઉપરી ભસભસ કરવું તે.

**ધારીને જોશો**=બરોબર ધ્યાન આપી જોશો.

**સંકોચાઈ**=સંકડાઇ, નાનું

**'તરી પણ શકે છે'**=પાણી ઉપર ટોકુરાખી ફરી ફરી શકે છે.

**ચીબાં**=ચપટાં, બેસી ગએલાં

**અક્કડ**=સીધાને સીધા.

**લબડતા**=લટકતા.

**ચંચળ**=ચપળ, ચાલાક, હુશિઆર.

**ગંધ**=વાસ.

**જડબાં**=દાંતોનાં ચોકઠાં, ઉપલીનીચલીદાંતવારીહારો.

**લાળ**=ચીકણું થુંક.

**પરસેવો**=શરીરમાંથી નીકળતો પાણી જેવો મેલ.

**કુતરાંને મોં વાટે પરસેવો થાય છે**=કુતરાંને પરસેવો મોંને રસ્તે નીકળે છે.

"બાળકો ! કુતરાંની પેઠે હટ હટ ન થતાં વફાદાર ને થોડી ખુંધવાળા થવા માટે ચાલાક બનવાનું છે."

---

## પાઠ ૧૮ મો.

### ન્યાય જોવો હોય તો મલાવ જુઓ.

'ન્યાય જોવો હોય તો મલાવ જુઓ=બરોબર ન્યાય થએલો જોવો હોય તો મલાવ નામનું તળાવ જૂઓ.

મહાપ્રતાપી=ઘણા બળવાળો

ઉદાર=મોટા મનનો.

જાત્રાનું=પવિત્ર જગ્યાનું

શ્રી સ્થળ=લક્ષ્મીવાળી જગ્યા

વસાવ્યું=બહારથી માણસો લાવી રહેતાં કર્યાં.

રૂદ્ર=મહાદેવનું ભય પમાડે તેવું રૂપ.

રૂદ્રમાળા=રૂદ્રનું મોટું સ્થાન.

માત્ર=ફક્ત.

શાણી=ડાહી.

બોજો=ભાર, વજન.

શિર=માથું.

માલીક=મૂળ ધણી.

મનમાનતી રકમ=મન રાજી થાય તેટલો પૈસા.

રાજ પુરૂષોએ=રાજનો કારભાર કરનાર મરદોએ.

નિશ્ચય=નક્કીનો ઠરાવ.

ડગી=ખસી.

સલાહકારોએ=સલાહ આપનારાઓએ.

જોર જુલમથી=બળજોરીથી, સખ્તાઈથી.

બિલકુલ=જરાપણ, છેક.
ખાનગી=જાતની.
મિલ્કત=દોલત, સુખનાં સાધન
ખુલ્લો=દેખીતો.
ગેર ઇનસાફ=ન્યાય નહિ,
    ખોટું કર્યું.
બેડોળ=કદરૂપું, ખરાબ દેખાવું
શોખ=ઉમંગ, ઇચ્છા, મઝા.
ખાતર=માટે.
અન્યાય=ખોટું, જુઠું.

"કોઇનું મન દુઃખાય તેવી રીતે જોર જુલમથી કરેલું કામ પાપી કામ ગણાય છે."

---

# પાઠ ૧૯ મો

## મારી ફુલવાડી

ખાધે પીધે=ખાવા પીવામાં.
બચ્ચરવાળ=છોકરાંવાળો.
પાટલી=ખુરશીની પેઠે જે
    ઉપર ઘણા માણસો બેસી
    શકે તેવી બેઠક.
બોરસલી=મોગરાની પેઠે
    સુગંધી આપતાં ઝીણાં
    ફુલવાળું ઝાડ.
સુગંધ=સારી વાસ.
કચુકા=કિચોરા, કઠણ ઠળીઆ.
ઠંડું=ટાઢું.
માથું દુખે=માથું ફાટ ફાટ
    થાય.
બાફ=વરાળ, પાણીમાં ઉકાળી
    તેની વરાળ શરીર પર
    બધે લેવી તે.

તાવે પીડાતા=તાવથી દુઃખી થતા.
ધુણી=ધુમાડો.
જાસુસ=જાસવંતી.
કરેણા=કરણ. (લાલ કે ધોળી.)
હઝારી ગોટા=ગલગોટા, હજાર પાંદડીવાળું દડીજેવું ફુલ.
દરવાજે=ઝાંપો, મોટું બારણું.
મંડપ=માંડવો.
સફેદ=ધોળુ, ઉજળું.
ખુશબોદાર=સારીવાસવાળું.
બારમાસી=બારે મહિના થતું.

---

"દરેક ઘર આગળ ફુલવાડી હોય તો કેવું સુખમળે ? એ સુખતો ઘણે ભાગે ગામડાંમાં હોય છે."

---

## પાઠ ૨૦ મો.

## જેવી સોબત તેવી અસર.

સોબત=સંગત, જોડે હળવું, ફરવું, રહેવું.
અસર=નિશાની, ફળ, લાગણી.
'જેવી સોબત તેવી અસર'= જેવી સંગત તેવા વિચારને તેવાં કામ.
સંગ=સોબત.
ગુમાવે=ખોઈ બેસે.
ભાખ=બોલી, વાણી.
ભાખે=બોલે.
રીતજ=રીતભાત, ચાલચલક્ત.
ઉંચજન=સારા માણસ.
સામળ=અમદાવાદમાં થઇ ગએલો કવિ.
સંગત=સોબત.
કદાપિ=કોઇ વખત.

કોકદન=કોઇ દિવસ.

---

"બાળકોએ હંમેશાં સારી સોબત રાખવી જોઇએ"

---

## પાઠ ૨૧ મો.

### ધર્મ બુદ્ધિ ને પાપ બુદ્ધિ

### ભાગ ૧ લો.

ધર્મ બુદ્ધિ=સાચા વિચારે ચાલનાર.
પાપ બુદ્ધિ=પાપી વિચારે ચાલનાર.
દાનત=વિચાર, બુદ્ધિ.
બુરી=ખરાબ, નઠારી.
ફોસલાવી=પટાવી, ખોટું સમજાવી.
પરદેશ=પારકોદેશ, બીજાનો મુલક.
પુષ્કળ=વધારે, ઘણુાજ.
દગોદઇ=છેતરપંડી કરી, ખોટો ભરોસો આપી.
પચાવી પાડીશ=પડાવી ખાઇ જઇશ.
ધારી=વિચારી.
મુસાફરી=ઠેકાણે ઠેકાણે ફરવું તે.
ચતુરાઇ=ડહાપણ.
ફંદમાં=ફાંસામાં, કાવતરામાં.
ફસાયો=સપડાયો.
ફોલીખાસે=પટાવીખાશે, ઉપરથી સારૂં બતાવી અંદરથી ખાઇજશે.
ઘણોખરો=ઘણેભાગે.

---

## પાઠ ૨૨ મો.

### ધર્મ બુદ્ધિ ને પાપ બુદ્ધિ

### ભાગ ૨ જો.

રોવામંડ્યો=રડવા લાગ્યો.
દોષ=વાંક ગુન્હો.
ઢોળી પાડ્યો=ગબડાવી પાડ્યો.
રાજ દરબાર=રાજની મોટી કચેરી.
ફરિયાદ=નુકસાનના બદલાની અરજ.
વનદેવી=વનની દેવી, વનની માતા.
સાક્ષી=સાબીતી, પુરાવો, નજરે જોનાર માણુસ, શાહેદી.
'વન દેવીને સાંભળી'=વનદેવી કહે તે સાંભળી.
શમીનું=સમડીનું, ધોળા બાવળ જેવું ઝાડ.
ન્યાયાધીશ=ન્યાય કરનાર.
આમ=આવી રીતે.
ઓરાઢે=ચારે તરફથી ઢાંકે.
જાહેર થયું=બધા લોકે જાણ્યું
ઘટતી=વાજબી, લાયક.
શિક્ષા=સજા.
'ખાડો ખોદે તે પડે'=બીજાને પાડવા માટે ખાડો ખોદે તેમાં તે જાતેજ પડે, બીજાને નુકશાન કરવા ધારીએ તો જાતનેજ નુકશાન આવી પડે.

---

**" શરૂઆતમાં કદી જુઠું જીતી જાય પણ છેવટે સાચાનીજ જીત થાય છે. ને પાપીનું પાપ ફુટી જાય છે. "**

---

# પાઠ ૨૩ મો

## દશેરાની સવારી.

દશેરા=આસો શુદ ૧૦

સવારી=સરઘસ, બધાએ સારાં સારાં લુગડાં પહરી હાથી ઘોડા કે ગાડી પર સાથે ફરવા નીકળવું તે.

દબદબા ભરેલી=મોટા ઠાઠમાઠવાળી.

ઠામઠામથી=ઠેકાણે ઠેકાણેથી

રાજમહેલ=રાજાને રહેવાની મોટી હવેલી.

મોખરે=સૌથી આગળ.

લશ્કર=લડનાર માણસોનું ટોળું.

તોપો=બંદુકની પેઠે મોટા લોખંડી ગોળા છોડનાર હથિઆર.

ખાસ પાગાનાં=ખાનગી ઘોડેસવારના રહેઠાણનાં,

શરણાઇ=પીતળની પીપી, એક જાતનું વાજું.

ઝરીનો=કસબી. સોના રૂપાના તારથી વણેલો.

વાવટો=ધજા.

ખાસ=ચડતી જાતના.

હજુરાતપાગા=પાસે ને પાસે રહેનારી પાગા.

સિલેદાર=ઘોડાના ખર્ચ સાથેના પગારદાર સવાર.

અંબાડી=હાથી ઉપર બેસવાને બનાવેલી બેઠક.

પાયદળ=પગે ચાલનાર લશ્કર

દિલ્હીનો વાવટો=દિલ્હી શહેરમાં મોટો દરબાર ભરાએલો ત્યારે લઇ ગએલા તે ધજા.

અંગરક્ષક=શરીરનું રક્ષણ કરનારા.

**બિરાજે છે**=વધારે શોભે છે.

**દીવાન**=પ્રધાન, આખા રાજ્ય ઉપર દેખરેખ રાખનાર રાજાથી ઉતરતો માણસ

**રેસિડંટ**=અંગ્રેજ સરકારનો દેશીરાજમાં રહેલો સલાહ આપનાર મોટો અમલદાર.

**સત્તા**=અમલ; હક, મત, ઉપરીપણું.

**ખ્યાલ**=વિચાર.

**ગણપતિ ચોથે**=ભાદરવા શુદ ૪ થે.

**ઇંદુમતિ મહેલ**=હાલના બાળ યુવરાજ પ્રતાપસિંહ રાવની મોટી બહેનના નામની યાદગીરી માટેનો મહેલ

**સ્થાપના**=ધર્મની રીતથી બેસાડવું.

**ઠાઠથી**=ધામધુમથી.

**અનંત ચૌદસે**=ભાદરવા શુદ ૧૪ એ.

**પધરાવવામાં**=માનથી બેસાડવામાં

**મંડળીઓ**=ટોળીઓ.

---

**"દશેરાને વિજયા દશમી પણ કહે છે. એ દિવસથી રાજાઓ નવો મુલક જીતવાની શરૂઆત કરતા હતા."**

---

## પાઠ ૨૪ મો,

### ધણિનું ધાર્યું થાય.

ધણિનું=માલિકનું, પરમેશ્વરનું
ધાર્યું=ધારેલું, વિચારેલું.
મિથ્યા=ફોકટ.
મલકાય=રાજી રાજી થાય.
નરનાથી=માણસથી.
નીપજે=પેદા થાય.
વહાણ ચડિને=મોટી હોડીમાં બેસીને.
ધાય=દોડી જાય.
કર્તાની=બનાવનારની, પ્રભુની.
કરુણા=મહેરબાની, દયા.
ધારી રહે=એમને એમ રહે.
ધારણા=વિચાર.
ભાણે=ખાવાને માટે તૈયાર કરેલી થાળીમાં.
ભોજનો=સારૂં સારૂં જમવાનું.
આશા=ઉમેદ, મોટી ઇચ્છા.
અંતરમાં=મનમાં.
અલ્પબળ=જરાજેટલું જોર, થોડું બળ.
આદમી=માણસ.
શિદ=શામાટે.
ફુલાય=ખોટી રીતે રાજી થાય.

---

"માણસનુ ધારેલું કંઇપણ થતું નથી પણ પ્રભુનું ધારેલુંજ બધું થાય છે."

---

## પાઠ ૨૫ મો.

## નમનતાઇ રાખો.

**નમનતાઈ**=નરમાસ, નરમપણું

**રશિઆ**=આપણા દેશની બહાર એશિયાની ઉત્તરમાં આવેલો મોટો મુલક.

**શાહનશાહ**=રાજાનો રાજા, ઘણા દેશોનો ઉપરિ.

**સાદો**=ખપ પુરતો, ઓછા ખર્ચનો.

**પારખે**=ઓળખે.

**દમામ**=રોપ, ભભકો.

**અક્કડ**=અભિમાનથી ભરેલો.

**વિચિત્ર**=નવાઇ ઉપજાવે એવું

**સફાઇથી**=પૂછનારના માનનો વિચાર કર્યા વગર, અચકાયા વગર.

**મગરૂરીમાં**=અભિમાનમાં, મોટાઇમાં.

**તસ્દી**=તકલીફ, વખતનું રોકાણ ખાસ કારણ વગર કામ લેવું તે.

**પાયરી**=હોદ્દો, પદવી.

**બે દરકારીથી**=કાળજી વગર.

**અચંબો**=અચરજ, નવાઇ.

**નાયક**=બેચાર સિપાઇનો ઉપરિ.

**હવાલદાર**=બેચાર નાયકનો ઉપરી.

**જમાદાર**=બેચાર હવાલદારનો ઉપરિ.

**સેનાપતિ**=લશ્કરનો ઉપરિ.

**ફિક્કું પડ્યું**=તેજ વગરનું થયું.

**ખુદ**=પોતે, જાતે.

**જડજેવો**=જીવ વગરના જેવા મરી ગયા જેવો.

**સજજડ**=દિંગ, ઠરીગયો.

ક્ષણમાં=જરાવારમાં.

હાથે ને પગે પડી=હાથથીને પગથી પગે લાગી, નમી જઈ.

ઉપકાર=આભાર, પાડ, કોઇએ ગુણ કર્યો હોય તેનો બદલો વાળવો તે.

ઘટે છે=લાયક છે, શોભેછે.

ભવિષ્યમાં=આવતા વખતમાં, હવે પછી.

ઉદ્ધત=ઉછાંછળો, સમજ્યા-વગર બોલનારો.

ઉશ્કેરાતો=તપી જતો, ચડી જતો.

છબી=તસબીર, ચિત્રથી ચિતરેલો આબેહુબ દેખાવ.

આડે માર્ગે=અવળે રસ્તે, ઊંધે માર્ગે.

"હરકોઇ જીવ સાથે ને તેમાં એ માણસ સાથે નમનતાઇ રાખવાથી જિં-દગી સુખમાં જાય છે."

---

## પાઠ ૨૬ મો.

### શ્રવણ.

કાવડ=બે છેડે સીકાં કે ત્રા-જવાં જેવાં પલ્લાં બાં-ધેલી વાંસની જાડી કામડી

ધન્ય છે=શાબાશ છે,

જડ્યું=જડી આવ્યું, મળી આવ્યું.

ઘડાથી=માટીના હોરીઆથી કે ત્રાંબા પિત્તળની નાની સરખી ગાગરથી.

'ભટુક ભટુક'=પાણીમાં ઘડો

ડુબાવી ભરતાં થતો અવાજ.

**હરણ**=મૃગ, ઠેકડા ભરી નાસતું મનોહર જનાવર.

**બાણ**=તીર.

**કમનસીબે**=ઓછા નસીબથી, થોડા ભાગ્યથી.

**પેણે**=પેલે સ્થળે, પેલી જગ્યાએ.

**વાટ જોવી**=રાહ જોવી, વખત થઇ જતાં વારેવારે વિચાર્યા કરવું તે.

**સાદ**=અવાજ.

**માજી**=માતા, મા.

**પારખ્યું**=ઓળખ્યું,

**બેભાન**=ભાન વગરનાં, સમજ વગરનાં

**છાતીફાટ**=છાતી ફાટી જાય તેવી રીતે.

**મુડદું**=જીવ વગરનું શરીર

**ભાઇ**=દુ:ખમાં મદદ કરનાર, બંધુ, વીરા.

**અમારા જીવ**=અમારા પ્રાણ, અમારૂં જીવન.

**કલ્પાંત**=ગુણો યાદ કરી વારંવાર રડયા કરવું, વિલાપ.

**રત્ન**=ઝવેર, અતિ કીમતી ચીજ.

**'હતું ન હતું થયું'**=રત્ન હતું તે જરાવારમાં નહોતું થઇ ગયું; જતું રહ્યું.

**અફસોસ**=ભારે દિલગીરી.

**ગભરાઓ**=અકળાઓ.

**શાપ**=દુ:ખના જુસ્સાથી દુ:ખ દેનારને ભારે નુકસાન થાય તેવું વચન કે બોલ.

**વિજોગથી**=જુદા પડવાથી.

**ઝૂરી ઝૂરીને**=હાય હાય કરીને, બહુ દુ:ખથી સૂકાઇ જઇને.

કકળતા=દુ:ખથી દબાઇ જતાં, રીસથી દુ:ખમાં બોલતાં બોલતાં.

ફળ્યો=ફળ્યો, કહેવા પ્રમાણે થવું તે.

---

"અજાણતાં પણ કોઇનું નુકસાન કરવું નહિ. માતા પિતાની સેવા ખરા ભાવથી કરવી જોઇએ."

---

## પાઠ ૨૭ મો.

હોળી=ફાગણ શુદ ૧૫, મોટો ભડકો થાય તેટલું બળતું કરવું તે.

સુદ=અજવાળિયું.

પુનેમ=ચંદ્ર પુરેપુરો આખી રાત દેખાય તે દિવસ.

બજાવવામાં=વાજાં વગાડવામાં

રંગ ગુલાલ=રંગો અને ગુલાલ એક બીજાપર નાંખવા તે.

મશ્કરી=ઠઠ્ઠા. હસતાં હસતાં સામાનો વાંક કહેવો તે, મજાક, ટોળ.

છુટ=રજા, પરવાનગી,

નાકે=છેડે, અણીપર.

ચોગાનમાં=ખુલ્લી જગ્યામાં મેદાનમાં.

પ્રગટાવવામાં=સળગાવવામાં.

ધાણી=જુવાર, ભાત વિગેરે ને શેકીને ફુલ જેવાં બનાવવાં તે, શેકવાથી ફુટેલું અનાજ.

આંબામોર=આંબાનાં ફૂલ.

વસાવે છે=વર્ષાવે છે. છાંટે છે.

પ્રદક્ષિણા=ફેરા, ચારે બાજુ ફરતાં ફરવું તે.

છાણાં=છાણના થાપીને સૂકવેલા રોટલા.

પૂર્વે=પહેલાં, આગળના વખતમા.

તપ કરી=એક ધ્યાને દુઃખ વેઠી.

શિવને=મહાદેવને.

રીઝવ્યા=રાજી કર્યા.

'પત કરતી ન હોતી'=ગાંઠતી નહોતી, ગણકારતી નહોતી.

કંટાળ્યા=દુઃખી થયા, હારી ગયા.

આકાર=ઘાટ.

નઠારા શબ્દોથી=ખરાબ શબ્દોથી.

ચિડવવી=ખિજવવી.

જાતેજ=પોતેજ.

અકળાઇને=ગભરાઇને.

"કોઇના ખિજવવાથી ખિજવાવું નહિ, ને અકળાઈ જઇ જાતને નુકશાન કરવું નહિં."

---

## પાઠ ૨૮ મો.

### મા તરફ ફરજ.

તરફ=ભણી.

મા તરફ=માતા ભણીની.

ફરજ=જરૂર કરવાનું કામ, ધર્મ તરીકેનું કામ.

દરકાર=કાળજી.

દાઝે છે=દુઃખ જોઈ બળાપો કરે છે, મનમાં બહુ દુઃખી થાય છે.

ચીવટ=ખંત, ચાનક, કાળજી.

મામા=માનો ભાઈ.

માસી=માની બેન.
પાદશાહ=મુસલમાન મોટો રાજા.
દેશો=મુલકો.
દીકરો=સુખ આપતો છોકરો.
ગેર હાજરી=હાજર નહિ તે.
પ્રધાન=દીવાન, રાજાથી ઉતરતો રાજનો ઉપરી.
ઉપરા ઉપરી=સામટા, એકેક પર એક.
બસ છે=ખપ જોગું છે.
આબાદ=કાયમનો, બરાબર.

---

"માનું સુખ સ્વર્ગનાં સુખ કરતાં પણ ચઢતું છે. માટે સ્વર્ગનાં સુખની દરકાર કરતાં માના સુખની કાળજી રાખવી."

---

## પાઠ ૨૯મો.

### સારૂં કામ.

માનવ=મનુષ્ય, માણસ.
દેહ=શરીર.
પ્રતાપી=બળવાળો, તેજવાળો.
કાંઇક=કાંઇ પણ.
કાળ=વખત.
પરોપકારી=પારકાનું ભલું કરનાર.
શુભ=સારૂં, ઉજળું.
પામો=મળો.
ઠરે=ખપે.
સુકીર્તિ=સારી આબરૂ, જશ.
સદૈવ=હંમેશાં.
ચાખો=જરા તપાસો.
આલોકમાં=આ દુનિયામાં

અખંડ=પુરેપુરૂં, કાયમનું,

નિર્ભય=નિડર, બીક વગરનું.

'વાગશે નિર્ભયનું નગારૂં'

નિડરતા લોકો જાણશે.

જગત્પતી=દુનીયાનો ધણી, પરમેશ્વર.

માલ વિના=દમવગરનું,નકામું કીમત વગરનું.

મહીપતીઓ=પૃથ્વીનારાજાઓ.

ખપીગયા=મોતના કામમાં આવી ગયા, નાશપામ્યા.

ભુપર=જમીનપર, પૃથ્વીપર.

ખેલખેલી=રમતરમી,પોતાનાં કામકરી.

વિશેષ=વધારે.

વર્ણન=લાંબી હકીકત, લાંબી વા...

કાયા=શરીર.

મોજ માટે=સુખમાટે,ગમ્મતમાટે.

ઘડીનથી=બનાવી નથી.

પશુપક્ષિવારે=પશુપક્ષીના આકારે

સ્વર્ગે=દેવલોકમાં, ઉંચા સુખના ધામમાં.

---

"માણસના મરી ગયા પછી આ દુનિયામાં માત્ર તેનું સારૂં કે નબળું નામ રહી જાય છે. તેમ કર્યાં કર્મ પ્રમાણે સ્વર્ગે કે નર્કે જાય છે. તેથી સારાં કામ કરી આ દુનિયામાં સારૂં નામ મૂકી જઈ સ્વર્ગનાં સુખ મેળવવા દરેકે કાળજી રાખવાની છે."

---

## પાઠ ૩૦ મો.

### ઈદ

ઈદ=ફરીથી આવનાર, ખુશાલી.

ફારસીમાં=ઈરાની લોકની બોલીમાં.

કહેવત=બોધ આપનાર ટુંકું વાક્ય, કહેણી.

હલવો=એક જાતની મીઠાઈ.

મક્કાની=આરબદેશમાં આવેલા મુખ્ય શહેરની, મુસલમાની ધર્મ પેદા કરનારના ગામની.

હજ્જ=જાત્રા.

તારીખ=ખ્રિસ્તિ કે મુસલમાની તિથિ.

ખુદાને=પ્રભુને.

અર્પણ=ભાવથી ભેટ આપી દેવું.

યાદગીરીમાં=હમેશાં યાદ રહે તેની નિશાનીમાં.

કુરાન=મુસલમાની ધર્મનું પવિત્ર પુસ્તક.

વધ=કાપવું, ભોગ, વધેરવું.

તારો વધ કરી=તને કાપી, તારો ભોગ આપી, તને વધેરી.

સ્વપ્નું=ઉંઘમાં થતા વિચાર.

અભિપ્રાય=સલાહ, વિચાર, મત.

તારા અભિપ્રાય વિષે તું વિચાર કર=તેં જે વિચાર બતાવ્યો તેને માટે તું વિચારી જો.

ધીરજવાન=દુઃખમાં ગભરાઇ ન જનાર.

સ્વપ્નને સત્ય કર્યું છે=સ્વપ્નમાં જે જણાયું તેને જાગતી હાલતમાં સાચું કરી બતાવ્યું છે.

પુણ્યશાલી=ભાગ્યશાલી, પુણ્યવાળો.
કસોટી=પરીક્ષા, તપાસણી.
અર્પી=ખુશીથી આપી.
જમાનાના=વખતના.
હઝરત=પવિત્ર
પેગંબર=પ્રભુ પાસેથી સમાચાર લાવનાર
પાક=પવિત્ર.
ઝિલહજ=જાત્રાનો.
ગુંજાશ=શક્તિ, તાકાત.
વિધિ=ધર્મની રીત.
સખાવત=દાન.
તુર્કસ્તાન=તુર્કી લોકનો મુલક અરબસ્તાનની ઉત્તરે આવેલો મુલક.
ઇદગાહ=ઇદને દિવસે પ્રભુની પ્રાર્થના કરવાની જગ્યા.
દાન=ગરીબોને ધર્મ તરીકે આપવું તે.
બંદગી=પ્રાર્થના, સ્તુતિ.
વરઘોડો=અમુકને ઉત્તમ માની તેની સવારી કે સરઘસ કાઢવું તે.
મુબારકબાદી=એક બીજાનું ભલું ચહાવું તે.
મિજલસ=આનંદની મંડળી કે કચેરી.
પસાર કરે છે=સારી રીતે ગાળે છે જવા દે છે.

---

"પ્રભુનું જ આ બધું છે, તો તેમાંથી તેને કંઇ પણ આપતાં આપણે અચકાવું નહિ."

---

# પાઠ ૩૨ મો.

## અનાજ.

### ભાગ ૧ લો.

અનાજ=અન્ન, ધાન્ય.

કઠોળ=જેની બે દાળ પડે તે અનાજ.

બાવટો, કોદરા, કાંગ, ચીણો, બંટી=જાડાં છોડાં વાળાં ઝીણાં હલકાં અનાજ (ઘણાજ ગરીબ લોકોનો ખોરાક)

વવાય=હાથ વડે જમીનપર છુટા છુટા દાણા છંટાય.

ઉત્તર હિંદુસ્તાન=કાશ્મીરનો મુલક, ઉનની શાલ સારી બને તે મુલક.

પંજાબ=ભૈયા લોકનો મુલક.

જોડીઆ પ્રાંત=જોડેલો પ્રાંત કાશી પ્રયાગ, ને અયોધ્યાનો મુલક.

ખેડવી પડે છે=હળ વડે પોચી કરવી પડે છે.

શેણે=શા વડે.

ચાસ=ખેતરના કાપા, છોડની હાર.

ઓરણી કરે છે=ઓરે છે.

'ત્રઉંને કણસલાં કે ડુંડાં આવે છે'=ફુટી આવે છે, ઉગી આવે છે.

થડને છેડે=થડની ટોચે, મથાળે.

છોતરાં=છોડાં

---

# પાઠ ૩૨ મો.

## અનાજ

### ભાગ ૨ જો.

ડાંગરમાંથી=ભાતમાંથી, ચોખા નિકળે તે અનાજમાંથી.

બંગાળા=બાબુ લોકનોમુલક, કોથળા બહુ વણાય તે મુલક.

બિહાર=બંગાળાની આ બાબાજુનો ગયાજીવાળો મુલક.

બ્રહ્મદેશ=રંગુનને લગતો મુલક.

મદ્રાસ=મદ્રાસી લોકોનો મુલક હિંદુસ્તાનની છેક દક્ષિણનો મુલક.

ધરૂ=તરૂ, ખેતરમાં બી નહિ વાવતાં નાના છોડ તૈયાર કરી રોપવા તે.

ક્યારડામાં=પાણી ભરાઇ રહે માટે ફરતે પાળ બનાવેલા ભાગમાં.

ઘુંટણપુર=પગના ઘુંટણ સુધી

સાંઠા=છોડ.

પૂળા=એક તરફ થડ રહે તેવી રીતના છેક નાના ભારા.

બળદ ફેરવે છે=પંગત ફેરવે છે, બળદની હાર ફેરવે છે.

---

"અનાજ પકવે તે ખેડુત કહેવાય છે, ખેડુત આખા જગતનો બાપ ગણાય છે. કારણ કે અનાજ ન પકવે તો બધા માણસ મરી જાય."

---

## પાઠ ૩૩ મો.

### પાણી પ્હેલી ચણિયે પાળ.

'પાણી પ્હેલી ચણિયે પાળ'=પાણી આવતા પહેલાં પાળ બાંધીએ.
વિસમ=આરામ, શાંતિ.
સાલે=સણકે, તીરની પેઠે લાગે.
સાલ=મોટું દુઃખ.
લ્હાય=આગ.
સંભાળ=કાળજીવાળી તપાસ.
રૂજની=રાત.
રૂજનીનો અંત=મળસ્કું, સવાર થતા પહેલાંનો વખત.
અત્યંત=ઘણીજ.
શાલ=ઉનની પાતળી પિછોડી, ઓઢવાનું ઉનનું પાતળું લુગડું.
'ન વણાયે શાલ'=શાલ ન વણાય.
આથડે=ભુલથી ભમ્યા કરે.
તાલ=ઘાટ, જોગ, ઠેકાણું.
રગરગમાં=નસેનસમાં.
રૂંધાણો=એકઠો થયો, ઘેરાયો.
સંજોગ=મેળાપ, મળવું.
નિકાલ=છુટકો, ફડચો.

---

"પાણી આવતા પહેલાં જ જો પાળ" બાંધીએ તો જ પાણી અટકાવી શકાય પાણી આવ્યા પછી બંધાય નહિ. તેમ આગળથી દરેક કામની તૈયારી ન કરીએ તો કામ થાય નહિ."

---

# પાઠ ૩૪ મો.

## શરીરનું સુખ.

**નફર**=ગુલામ, વેચાતો લીધેલો માણસ.

**ચાકર નફર**=સેવક અને ગુલામ.

**ખિજમત**=સેવા, ચાકરી.

**ખડા**=સેવા ઉઠાવવાને નજર આગળ ઉભેલા.

**વૈભવ**=જુદી જુદી જાતનાં સુખ.

**નીરોગી**=રોગ વગરનું.

**ઠીક ન હોય તો**=બરાબર ન હોય તો.

**રૂચતું**=ગમતું, ફાવતું.

**દરજ્જે**=ઘણે ભાગે. મોટે ભાગે.

**સંચા**=સાંચા, યંત્ર, થોડી મહેનતે ઘણું ને સારૂં કામ કરનાર.

(એક ભાગ બગડતાં આખું નકામું પડે તે.)

**ઘસારો**=વપરાવાથી પડતી ખોટ, ઘસાવાથી પડતી ખોટ.

**ટકે છે**=રહે છે, ચાલ્યા કરે છે.

**નડતો**=દુઃખ દેતો.

**નીમ**=નિયમ, ઠેરવ્યા પ્રમાણે.

**હજમ**=જેરવવા, પચાવવા.

**નાહી ધોઇ**=બરોબર આખું શરીર પાણીથી સાફ કરી, ચોળીને નાહી.

**આસપાસ**=આજુબાજુ, ચોમેર.

**સ્વચ્છતા**=ચોકખાઇ.

**નિયમસર**=ઠેરવ્યા પ્રમાણે.

લહેજત=મઝા.

તબીઅત=શરીર.

રુચિ=ભૂખ, મરજી.

'પેટ સાફ આવે છે'=ઝાડો બરોબર થાય છે, બરોબર પેટ ચોકખું થાય છે.

એકંદરે=બધી રીતે.

"શરીર સુખ આગળ બીજાં બધાં સુખ હલકાં છે."

---

## પાઠ ૩૫ મો

### પતેતી.

પતેતી=પાપથી પાછા ફરવું, પારસી લોકોની દીવાળી

પંથ=ધર્મનો રસ્તો, ધર્મનો ફાંટો.

કદમી=અસલનો પારસી ધર્મ માનનારા.

શાહનશાહી=બધા ધર્મનો ઉપરી ધર્મ માનનારા.

કબીસા=૧૨૦ વર્ષે એક મહિનો વધારે પાળવો તે

જરથુસ્ત=સોનાને [illegible] ખરાબ ગણવું તે.

ખોરાસાન=ઈરાનનીવાયવ્યમાં ને કાબુલ દેશની ઈશાનમાં આવેલો મુલક

અહુરમઝદ=પ્રભુ, પારસીઓએ માનેલા પ્રભુનું નામ.

ઉજમાળો=ઉજળા, સારા.

પોશાક=સારો પહેરવેશ, ઉત્તમ કપડાં પહેરવાં તે.

અથાગ=ઘણીજ, હદ વગરની માપ વગરની.

આતશ=અગ્નિ, દેવતા.

આતશબહેરામ=અગીઆરી પારસીઓનું મંદિર.

વાએજ=ધર્મનો બોધ.

અઢ્યારૂ=પારસી લોકોના ગોર પારસી ધર્મની ક્રિયા કરાવનાર.

ખુશાલી=આનંદ, તાજગીર, ખુશી ખુશીમાં રહેવું તે.

મુબારકબાદી=એક બીજાનું ભલું ઇચ્છવું તે.

---

"બેસતા વર્ષનો દહાડો જેવો જાય તેવું આખું વર્ષ જાય. એમ દરેક જણ માને છે. માટે ખુશાલીમાં ને પ્રભુ પ્રાર્થનામાં તે દહાડો દરેક જણ ગાળે છે."

---

## પાઠ ૩૬ મો.

### બ્રહ્મદત્ત અને પ્રિયદર્શન

### ભાગ ૧ લો.

વેર=ઝેર, સામાને નુકસાન કરવાની લાગણી.

સ્વભાવ=ખાસ ગુણ, મૂળ વિચાર, જનમતાં સાથે આવેલો વિચાર.

કાંટાને=ઝાડ છોડ કે વેલાનો સીધો અથવા વાંકો અણીદાર ભાગ, શૂળ.

શરણે=તાબે.

બંધાયું=જોડાયું.

દર=ઉંદર વગેરે જીવોએ ઘર માટે ભોંયમાં ખોદેલા ખાડા.

ભક્ષણ=ખાવાનું કામ.

એકાદ=કોઇ એક, થોડું.

દુષ્ટ=પાપી

નિરાંતે=સુખે, ફીકર વગર.

## પાઠ ૩૭ મો.

### સંગ્રહણ અને પ્રિયદર્શન.

ભાગ ૨ જો.

ભોજન=સારૂં સારૂં જમવાનું

વારો=વખત; ઠેરવ્યા પ્રમાણે જણું આવવું તે.

ફોસલાવી=પટાવી, ખોટું સમજાવી.

સંદેશો=કહેણ, સમાચાર, ખબર.

ભૂખાળને=ખાઉધરાને, ઘડીએ ને ઘડીએ ભૂખ્યાને

પૈસે જતે=પૈસા જતાં

ક્રૂરતા=ઘાતકીપણું, પાપીપણું નિર્દયપણું.

ગ્રહેછે=પકડે છે, ધારણ કરેછે.

કુપમાં=કૂવામાં.

"વેરીને બીજા વેરીથી દુઃખ દેતાં છેવટ આપણ નેજ દુઃખ આવી પડે છે. જે આપણી પાસે બીજાને નુકસાન કરાવે છે, તે આપણું પણનુકસાનકરેછે"

---

## પાઠ ૩૮ મો.

### દેખાદેખી

દેખાદેખી=બીજાનું જોઇ કરવું તે.

વણ=વગર.

વ્યર્થ=નકામો, ફોકટ.

લીટા લખે=લીસોટા પાડે, નકામું લખે.

અર્થ=લાભ હેતુ મુદો.

ઇશ્વર દત્તક= ઇશ્વરનાઆપેલા.

સોનું તરે ન જળપરે=સોનું
  કીમતી છે પણ પાણી
  પર તરતું નથી.

કાષ્ટ થકીજ=લાકડા વડેજ.

કારજ=કામ.

બગાડ=નુકસાન.

કુહાડ=કુહાડો.

જોડે=પાસે.

ટૂંકો=નાનો.

તક=વખત.

તમામ=બધો.

શકિત વિચારી=જોર જોઇ,
  બળનો વિચાર કરી.

'લાંબા જોડે ટૂંકો જાય, મરે
નહીં પણ માંદો થાય; તે
માટે તક જોઇ તમામ,
શકિત વિચારી કરિયે કામ'

લાંબા એટલે ઘણું કામ કરનારા કે ઘણું ચાલનારા ટુંકો એટલે થોડું ચાલનારો કે થોડું કામ કરનારો.

(લાંબાની સાથે ટૂંકો જાય તો મરી જાય કે માંદો પડે. અથવા. લુલો થાય. તે માટે આપણી શકિત વિચારી દરેક વખતે કામ કરવું. (બીજાનું જોઇ કરવું નહિ.)

---

"કોઇની હવેલી જોઇ આપણી ઝુંપડી તોડીપાડી એ તો હવેલીએ ન થાય. ને ઝુંપડીએ જાય.[ઝુંપડી છાપરૂં] માટે આપણી શકિતનો વિચાર કરી દરેક કામ કરવા ચુકવું નહિ."

---

# પાઠ ૩૯ મો.

## શ્રી કૃષ્ણનું બાળપણ

### ભાગ ૧ લો.

શ્રી=લક્ષ્મી, પૈસોટકો.
કૃષ્ણ=ભગવાન, વિષ્ણુ.
શ્રી કૃષ્ણ=લક્ષ્મીવાળા ભગવાન.
ઘાતકી=જીવલેનાર.
મધરાતે=બરોબર અધીંરાતે.
ગોકુળ=મથુરાંપાસે એક ગામ છે, ગાયોનાં ટોળાં વાળું ગામ.
અવતરી=જન્મી પેદાથઇ.
ઓળંગી=એક કાંઠેથી બીજે કાંઠે જઇ.
કેદખાનામાં=બંદીખાનામાં, જેલમાં, કેદ કરવાની જગ્યામાં.
રોવામાંડી=રડવાલાગી.
ચોકીદારો=પહેરેગીરો, સાચવનારાઓ.
છીનવીલીધી=ઝુંટાવીલીધી, પડાવી લીધી.
અફાળવા=પછાડવા, પટકવા.
બાળલીલા=નાનપણામાં ઘડીએ ઘડીએ નવું નવું કરવું તે.
ઉમળકાથી=ઉમંગથી, હોસથી.
આકાશ=ગગન, પોલાણ. (જે ભુરૂં જણાય છે તે તો હવાનાં પડો એકઠાં થવાથી જણાય છે.)
પાતાળ=આપણી નીચે આવેલો મુલક, પૃથ્વીનું તળિયું.
અચંબો=નવાઇ.
ગોવાળો=ગાય ચારનારાઓ.
મમતા=માયા, હેત.
મસ્તી=તોફાન.
પજવતા=દુ:ખ દેતા, કાયર કરતા.

ગોરસાં=ગોરસીઆં, દહીં ભરવાનાં માટીનાં કાળાં વાસણ.

રાવ ખાતા=ફરિઆદ કરતા.

માનતા નહિં=કબુલ કરતા નહિં.

ઉખળે=મોટા જાડા સાંબેલાએ, ખાંડણીઆએ.

ગોપી=ગોવાળની સ્ત્રી.

ગોપીને વેશે=ગોપીના રૂપમાં.

'ડોળા ચઢી ગયા'=આંખો જાણે બહાર નીકળી પડી મારવા જેવી થઈ ગઈ.

— —

## પાઠ ૪૦ મો.

## શ્રીકૃષ્ણનું બાળપણ.

### ભાગ ૨ જો.

વાંસળી=બંસી, વાંસની વગાડવાની પીપી,

મોહ=માયા, મન ખેંચી લેવાં તે.

દાણ=જગાત, ઠેરવેલી જગ્યામાં થઇ કંઈ જાય તે બદલ ઠેરવ્યા પ્રમાણે લેવું તે.

સંતાડતા=છુપાવી દેતા.

કળ=ચેન, સુખ.

વારેવારે=[illegible] ઘડીએ.

ભાળે=જુએ

પૂઠે=પાછળ.

ઓહેલડું=ઓહેડું, ગાગરને ઘડો કે દેગડો ને ઘડો એકેક પર મૂકવાં તે.

ઝાલું=પકડું.

સખિ=બેનપણી, સહિયર.

મોહન=મોહ પમાડનાર.

કાલું કાલું=વહાલું લાગે તેવું.

ઉંડાણમાં=ઉંડા ભાગમાં.

કાળીનાગ=કાળો ફેણીઓ મોટો સાપ.

દડી=નાનોદડો, ચીથરાંકે રબરનો બનેલો હોય તે નાનો ગોળો.

ભુસકો=ઉંચેથી કૂદી પડવું તે.

ચકિતથઇ=નવાઇ પામીજઇ, અચંબો પામીજઇ.

સ્વામી=ધણી, માલિક, પતિ.

લેખવી=ગણકારી. માની, ગણી.

ઇંદ્ર=વરસાદનો દેવ, સ્વર્ગનો રાજા.

ગોવર્ધન પર્વત=ગોકુળગામમાં આવેલો પર્વત.

મુસલધાર=જાડીધારવાળો.

તણાવા=ખેંચાવા ખસેડાવા.

ટચલી=છેલ્લી, સૌથીનાની.

યજ્ઞ=જગ્ન, જગન, મોટોહોમ, મોટોહવન.

કુસ્તી=દાવપેચથી બાથંબાથી કરી જોર અજમાવવું તે.

મલ્લો=કુસ્તી કરનારાઓ.

"જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે, ને પાપ વધી જાય છે ત્યારે ત્યારે અમુક વેશે પ્રભુ જન્મ લેછે. અને પાપીનો નાશ કરે છે, ભગવાને પાપીઓનો નાશ કરવા શ્રીકૃષ્ણ રૂપે જન્મ લીધો હતો. પાપ કોઇ દિવસ છોડતું નથી."

## પાઠ ૪૧ મો,

### ભરૂચ જિલ્લો: મુખ્ય સ્થળો.

ભૃગુકચ્છ=ભૃગુઋષિએ વસાવેલું સ્થાન.

માઇલ=આશરે પોણોગાઉ.

પાઘડી પના=લંબાઇના પ્રમાણમાં પહોળાઇ ઘણીજ ટુંકી.

(પાઘડી લાંબી ને તેની પહોળાઇ ઘણીજ ટુંકી તેથી પાઘડી પનો.)

પટ=પહોળાઇ.

ચકલો=ચાર રસ્તા જે જગ્યાએ ભેગા થાય છે તે.

નકશી=જુદી જુદી ચિતરેલી ભાત, કોતરેલી ભાત.

કચેરીઓ=સરકારી નોકરોને બેસીને કામ કરવાની જગ્યાઓ.

હાઇસ્કુલ=અંગ્રેજી ભણવાની મોટી નિશાળ.

લયબ્રેરી=પુસ્તકોને પેપરોવાળી જગ્યા.

ખાતું=જુદાં જુદાં કામની વહેંચણ કે ગોઠવણ.

સુધરાઇ=સાફ સુફી, ચોકખાઈ.

સુધરાઈ ખાતું=ચોકખાઇ સંબંધીનું કામ કરનારી મંડળી.

બંદીખાનું=કેદખાનું.

વલંદા=અંગ્રેજ લોકના મુલકની પાસે આવેલા હોલાંડ દેશના રહીશ.

કોઠી=વખાર, માલભરવાની જગ્યા, થાણું.

બજાર=ઘણી દુકાનોવાળી જગ્યા.

પુરજો=પાણીને રસ્તે આવતા માલ ઉપર હાશુ લેવાની જગ્યા.

**મથક**=મુખ્ય જગ્યા, મુખ્ય બજાર.

**ફિરંગી**=દખ્ખણમાં રાજકરતા લોકો, ઈંગ્લાંડ જતાં રસ્તામાં આવતા પોર્ટુગાલ દેશના લોકો.

**જુમા**=એકઠું કરવાનો દિવસ

**જુમામસ્જિદ**=ઘણા મુસલમાનોએ એકઠા થઇ પ્રભુની પ્રાર્થના કરવાનું મંદિર જેવું સ્થાન.

**ભાર્ગવ**=ભૃગુ ઋષિના વંશજો

**બ્રહ્મક્ષત્રી**=બ્રાહ્મણને ક્ષત્રીના ભેગા ગુણવાળા; ક્ષત્રીની એક જાત.

**ઔરંગઝેબ**=હિંદુસ્તાનની ગાદીપર થઈ ગયેલા એ નામના પાદશાહ.

**સુખાબાદ**=ચઢતી જાતના સુખવાળું.

**છીંટ છાપવાનું**=ધોળા પાતળા કપડાપર જાતજાતના રંગથી જુદા જુદી ભાતો પાડવાનું.

**ગળીથી**=દેશી આસમાની રંગથી,

(બંગાળમાં એ નામના છોડમાંથી એરંગ નિકળે છે.)

**જિલ્લો**=પાંચ સાતકે વધારે તાલુકા મળીને બનેલો ભાગ.

**પેદાશ**=ઉપજ, નિપજ.

**નર્મદાનદી**=રેવાજી નદી.

**શુકલતીર્થ**=પાપથી ચોકખા કરનારૂં જાત્રાનું સ્થળ.

**અધિક માસ**=વધારાનો મહિનો

**ચાણક્ય**=બિહારમાં થઇ ગયેલા ચંદ્રગુપ્ત રાજાનો પ્રધાન.

**પ્રસંગ**=વખત.

**શ્રાવકો**=જૈન ધર્મ પાળનારા વાણીઆઓ.

## પાઠ ૪૨ મો

પંચમહાલ; મુખ્ય સ્થળો

પંચ=પાંચ.

મહાલ=તાલુકો

પંચમહાલ=પાંચ તાલુકાવાળો જિલ્લો.

કલેકટર=સુબો, જિલ્લાનો ઉપરિ.

સદર સ્થળ=કાયમનું રહેવાનુ ઠેકાણું.

ગો=ગાય.

દ્રહ=ધરો, ખાડો, તળાવ.

પરૂં=ફળિયું, શહેરનો ભાગ.

સુરક્ષિત=સારી રીતે રક્ષણ થએલું.

પાવાગઢ=પવનગઢ, વડોદરેથી ઉગમણી બાજુએ પંદરેક ગાઉ ઉપર આવેલો ડુંગર

તળેટી=પર્વત કે ડુંગરની પાસે નિચાણમાં આવેલો ભાગ.

દન્ત=દાંત.

કથા=વાત.

દન્તકથા=મોઢાની વાત.

ખીણ=ખાઈ, બે ડુંગરકે પર્વતની વચ્ચે આવેલો સાંકડો ભાગ,

આશ્રમ=શાંતિથી રહેવાની જગ્યા.

કામદુધા=ઇચ્છેલું આપનારી ગાય.

દેવતાઈ=દેવલોકની, સ્વર્ગની

અકસ્માત=ધાર્યા વિના આવી પડતું મોટું દુઃખ.

આદર્યું=શરૂ કર્યું.

પાવકગઢ=અગ્નિનો કિલ્લો.

ચઢાવ=ચઢવાનો છરતો ભાગ

નવરાત્રી=આસો શુદ ૧ થી

૯ નવરાતો, માતાના દિવસો.

દાનત=વિચાર

ઘેરો=ચારે તરફથી ઘેરી લેવું તે

માચીનો મુકામ=આરામ લેવાની એ નામની જગ્યા

પીરનું=મુસલમાની મોટા ઘરડા પવિત્ર પુરૂષનું

ઘુમટો=દેહરા ઉપરના ગોળ છોબંધ ધાબો.

કોઠાર=અનાજ વગેરે રાખવાની જગ્યા.

કુંડ=ગોળ કે ચોખંડો છોબંધ બાંધેલો ખાડો.

માળવા=ગુજરાતથી ઇશાન કોણમાં આવેલો મુલક

સરહદ=રાજાનો નક્કી કરેલો છેડો.

દધીચિ=રાક્ષસોને હરાવવા માટે ઈંદ્રરાજાને બાણુ માટે પોતાનાં હાડકાં આપનાર ઋષિ.

શાહજહાને=ઔરંગઝેબના બાપે.

ધર્મશાળા=મુસાફરોને મફત ઉતરવાની કે રહેવાની જગ્યા.

આરો=ઓવારો.

ખડક=પાણીમાં આવેલો ડુંગર

"પંચમહાલનો ઘણો ખરો ભાગ જંગલી લોકોથી વસેલો છે. તો પણ પાવાગઢ વિગેરેને લઇને વખાણાય છે."

---

## પાઠ ૪૩ મો.

### સત્ય.

રૂઠે=ગુસ્સે થાય.

ઇશ=ઇશ્વર.

વહેવાર=એક બીજા વચ્ચેનો સંબંધ.

છાંડીશ=છોડીશ, તજીશ.
સાક્ષી=સાહેદી, જાણનાર.
પુરે=આપે.
હીણો=નીચો, નઠારો.
વિશ્વાસ=ભરૂસો.
નિરાસ=ઉદાસ, દિલગીર.
લવે=લવરીકરે, નકામું બોલે.
નરસો=નઠારો.
ઘાત=નાશકરવો.ખુનકરવું.
ભંગ=નાશ.
સમ=સરખો, જેવો.
મનરંગ=મનનોઘાટ, વિચાર.

---

"સત્ય કરતાં બીજો કોઇ પણ ધર્મ મોટો નથી."

---

## પાઠ ૪૪ મો.

### સલામ.

સલામ=મોટા માણસને માન આપવા કપાળે હાથ મૂકી નમન કરવું તે પરસ્પરનું ભલું ઇચ્છવાની નિશાની.
હાલ=હમણાં.
રીતિ=રીત, બાબત.
નીતિ=સારીચાલ, સારે રસ્તે દોરનાર ગુણ.
નરસી=ખરાબ, નઠારી.
મહેર=દયા, મહેરબાની, કૃપા.
ખુદાની=પ્રભુની.
વળીતો=ફરી થશે તો.
સાલ=વરસ.

---

"નાના માણસોએ મોટા માણસને માન આપવામાટે નમી જઇને સલામ કરવા નીછે.તે ઊંધી હથેલી રાખીને નહિ તેમ ભલું ચાહવા માટે કરવાની છે."

### હિંદુના વાર.

રવી, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શની.

## બ્રાહ્મણોના વાર.

રવે કે આદિતવાર, ચંદ્રવાર, સોમવાર, બુધવાર, ગરેઉ કે બૃહસ્પતિ, ભૃગુવાર, શનેઉ.

## મુસલમાની વાર

ઇદવાર કે ઇતવાર, પીરવાર, ગળવાર, બુધવાર, જુમેરાત, જુમા, શનિશ્ચર.

## પારસીના વાર.

મહિના ત્રીસેવારનાં નામ જુદાં જુદાં છે.

## ખ્રિસ્તિના વાર.

સંડે, મંડે, ટયુઝડે, વેડંસડે, થર્સડે, ફ્રાઇડે, સેટરડે.

## હિંદુ તિથિઓ.

પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચેમ, છેઠ, સાતેમ, આઠેમ, નેમ, દશેમ, અગીઆરસ, બારસ, તેરસ, ચોદશ, પુનેમ કે અમાસ.

## બ્રાહ્મણોની તિથિઓ.

પ્રતિપદા, દ્વિતીયા, તૃતીયા ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમી, અષ્ટમી, નવમી, દશમી, એકાદશી, દ્વાદશી, ત્રયોદશી, ચતુર્દશી, પૂર્ણિમા કે અમાવાસ્યા.

(મહિનાના બે પખવાડિઆં તેમાં બન્નેમાં ઉપર પ્રમાણેજ તિથિ બોલાય છે. માત્ર અંધારિયામાં પૂનેમ નહિ પણ અમાસ કહેવાય છે. અજવાળીઆને છેલ્લે દહાડે અમાસ નહિ પણ પૂનેમ કહેવાય છે અજવાળીઆને શુકલ પક્ષને અંધારીઆને કૃષ્ણ પક્ષ કહે છે. કૃષ્ણ પક્ષની પહેલી તિથિ પડવો નહિ પણ એકમ કહેવાય છે)

## મુસલમાની તિથિ નથી

**પણ તારીખ છે. તે પહેલી તારીખથી મહિનાના છેલ્લા દહાડા સુધી ચઢતી ગણાયા કરે છે.**

ખ્રિસ્તની પણ તારીખજ હોય છે. પારસીના રોજ છે તે પણ તારીખની પેઠેજ ગણાય છે.

## હિંદુના માસો.

કાર્તિક (કારતક) માગશીર્ષ (માગસર), પૌષ, (પોષ) માઘ: (મહા), ફાલ્ગુન (ફાગણ) ચૈત્ર (ચૈતર), વૈશાખ (વૈશાખ) જ્યેષ્ઠ (જેઠ), આષાડ (અષાડ) શ્રાવણ :(શ્રાવણ), ભાદ્રપદ (ભાદરવો), આશ્વિન (આસો)

## મુસલમાની માસ.

મોહરમ, સફર, રબીઉલ અવલ, રબીઉલ આખર, રજબ, સાબાન, રમઝાન, સવ્વાલ, જિલકાદ, જિલ્હેજ.

## પારસી માસો.

ફરવરદીન, અરદી બહેસ્ત, ખોરદાદ, તીર, અમેરેદાદ, શહેરેવર, મહેર, આવાં, આદર, દે, બાહમન, અસ્ફેં-દદરાદ.

## ખ્રિસ્તિ માસો.

જાનેવારી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રેલ, મે, જુન, જુલાઈ, આગસ્ટ સપ્ટેંબર અકટોંબર, નવેંબર, ડીસંબર.

## દેશી રીતે લંબાઈ માપવાનું.

૮ આડાજવ=૧ આંગળ.
૪ આંગળ=મૂઠી.
૨ મૂઠી=૧ વેંત.
૨ વેંત=૧ હાથ.
૪ હાથ=૧ દંડ.
૫ હાથ=૧ કાઠી.
૨૦૦૦ દંડ=૧ ગાઉ કે કોસ
૪ ગાઉ=૧ જોજન.

## અંગ્રેજી રીતે લંબાઈ માપવાનું.

૩ બાર્લી [જવ]=૧ ઇંચ કે તસુ
૧૨ ઇંચનો=૧ ફુટ કે અર્ધો ગજ
૩ ફુટનો=૧ યાર્ડ કે વાર
૫॥ વારનો=૧ પોલ [કાઠી]
૪૦ પોલનો ૧ ફર્લંગ.
૮ ફર્લંગ=૧ માઇલ.
૩ માઇલ=૧ લિંગ,
૫૨૮૦ ફુટ=૧ માઇલ.
૧॥ માઇલ=૧ ગાઉ કે કોસ.

# "ત્રિવેદિ વાચનમાળાના પુસ્તકોની સમજુતી બાબત."



| | | | |
|---|---|---|---|
| પહેલા પુસ્તકની સમજુતી | | | ૦-૧- |
| બીજા | ,, | ,, | ૦-૩- |
| ત્રીજા | ,, | ,, | ૦-૫-૬ |
| ચોથા | ,, | ,, | ૦-૭-૦ |
| પાંચમા | ,, | ,, | (છપાય છે.) |
| છઠ્ઠા | ,, | ,, | (છપાય છે |

માસ્તર—ઘેલદાસ કલ્યાણદાસ
અને
માસ્તર—મગનલાલ કલ્યાણજી દેશાઇ
મુ૦ કઠોર—ડી૦ સુરત
સ્ટેશન સાયણ